# હઝરત મુહમ્મદ
અલ્લાહ તેમના ઉપર શાંતિ અને સલામતી ઉતારે

# અને

# પવિત્ર નરાશંસ

લે. ક્યૂ. એસ. ખાન
(Email: hydelect@vsnl.com)

અનુ. મુહમ્મદ જમાલ પટીવાલા

—: પ્રકાશક :—
હાર્મની ઍન્ડ વેલ્ફેર પબ્લિકેશન
મુંબઈ-૭૮

# હઝરત મુહમ્મદ સલ્લ. અને પવિત્ર નરાશંસ

● નરાશંસનો ઉલ્લેખ ચારેય વેદોમાં કરવામાં આવેલ છે. પરંતુ પાછલાં ૪૦૦૦ વર્ષ સુધી તેમનું વ્યક્તિત્વ રહસ્યમય રહ્યું. વીસમી સદી સુધી કોઈને વિશ્વાસ ન હતો કે તેમની ઓળખ વિશે કોઈ નિવેદન આપે. વીસમી સદીમાં જ્યારે જ્ઞાન અને સાહિત્યમાં અન્ય ધર્મો વિશે માહિતી અને જાણકારી પ્રાપ્ત કરવી સરળ બની ગયું અને જ્યારે સંસ્કૃતના વિદ્વાનોએ અન્ય ધર્મોના સાહિત્યનો અભ્યાસ કર્યો, ત્યારે જ તેઓ એ યોગ્ય બન્યા કે જગતનું સૌથી વધુ પ્રતિષ્ઠિત ધાર્મિક વ્યક્તિત્વ, અર્થાત્ 'નરાશંસ'ની ઓળખના ભેદને હલ કરી શકે.

જે વિદ્વાનોએ આ વાતનું સંશોધન કર્યું, તેમાં ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાય (રિસર્ચ સ્કૉલર, સંસ્કૃત, પ્રયાગ યુનિવર્સિટી), ડૉ. એમ. એ. શ્રીવાસ્તવ અને ડૉ. ધર્મવીર ઉપાધ્યાય વગેરે સામેલ છે.

- પવિત્ર વેદોમાં પવિત્ર 'નરાશંસ' અંગે વિસ્તૃત જાણકારી આ પ્રમાણે છે :—
- ચારેય વેદોમાં તેમનું નામ 'નરાશંસ' દર્શાવ્યું છે.

  नराशंसः सुषूदतीमं यज्ञदाभ्यः। कविर्हि मधुहस्तः।

  (ઋગ્વેદ, હિન્દી ભાષ્ય ૨૫, આર્ય સમાજ પ્રકાશન)
- પવિત્ર વેદોમાં તેમના વિશે ઘણી વાતોની ભવિષ્યવાણી કરવામાં આવી છે, જે આ પ્રમાણે છે.

(૧) પવિત્ર વેદોમાં કહેવામાં આવ્યું છે કે તેમનો લહેકો, શૈલી અને બોલવાનો ઢંગ નરમ અને મૃદુ હશે અથવા તેમની વાતચીત વશીકરણ કરી નાખે તેવી હશે. (ખૂબ મીઠી અને મનમોહક).

नराशंसः मिहप्रियम स्मियज्ञ मधुजिह्व उप हविष्कृतम्।

(ઋગ્વેદ સંહિતા, ૧:૧૩:૩)

(૨) પવિત્ર વેદોમાં વર્ણવવામાં આવ્યું છે કે તે ભવિષ્યવાણી કરી શકશે.

नराशंसः सुषूदतीमं यज्ञमदाभ्यः। कविर्हि मधुहस्तः ।

(ઋગ્વેદ સંહિતા, ૫/૧૫/૨)

(૩) પવિત્ર વેદોમાં કહેવામાં આવ્યું છે કે તેમનું વ્યક્તિત્વ અનહદ ચિત્તાકર્ષક હશે.

नराशंसः प्रति धमायाजन दिवः प्रति स्वर्चिः।

(ઋગ્વેદ સંહિતા, ૨/૩/૨)

(૪) પવિત્ર વેદોમાં લખેલું છે કે પવિત્ર 'નરાશંસ' મનુષ્યોને પાપોથી પાવન કરશે.

नाशंसः वाजिनं वायजन्निह क्षयद्वारं पूषणं सुमैरीमहे।

रथं न दुर्गाद वसवः सुदानवो विश्वास्मान्नो अहंसो निष्पिपर्तन।।

(ઋગ્વેદ, ૧/૧૦૬/૪)

(૫) પવિત્ર વેદોની ભવિષ્યવાણી હતી કે પવિત્ર 'નરાશંસ' ઊંટની સવારી કરશે અને તેમની ૧૨ પત્નીઓ હશે.

उष्ट्रा यस्य प्रवाहिणो वधूमन्तो द्विर्दश ।

वर्ष्मा रथस्य नि जिहीडते दिव ईषमाण उपस्पृषः ।

(અથર્વેદ, કુન્તાપ સુક્ત : ૨૦/૧૨૭/૨)

(૬) પવિત્ર વેદોમાં એ પણ ભવિષ્યવાણી છે કે પવિત્ર 'નરાશંસ'ને લોકોની બહુમતી દરેક યુગમાં પસંદ કરીને તેની પ્રશંસા કરશે.

इदं जना उप श्रुत नराशंसउ स्तविष्यते ।

(અથર્વેદ, હિંદી ભાષ્ય ૧૪૦૧)

(૭) પવિત્ર વેદોમાં એક બીજી ભવિષ્યવાણી કરવામાં આવી છે કે ઈશ્વર પવિત્ર 'નરાશંસ'ને નીચે પ્રમાણેની ભેટો પ્રદાન કરશે.

(૧) ૧૦ હાર (૨) ૧૦૦ સોનાના સિક્કા

(૩) ૩૦૦ ઘોડા (૪) ૧૦૦૦૦ ગાયો

एश ईशाय मामहे शतं निष्कान् दश स्रजः।

त्रीणि शतान्यर्वतां सहस्रादश गोनाम्।।

(અથર્વેદ, ૨૦,૧૨૭/૩)

(૮) પવિત્ર વેદોમાં વર્ણવવામાં આવ્યું છે કે ઈશ્વર પવિત્ર 'નરાશંસ'ને ૬૦,૦૯૦ શત્રુઓથી બચાવશે.

अनस्वान्ता सतपतिमार्महे मे गावा चेतिष्ठो असुरो मघानः।

त्रैवृष्णों अग्ने दशभिः सहस्रैर्वैश्वानरः त्र्यरूणाश्चिकेत।।

(ઋગ્વેદ મ.૫, સૂ. ૨૭, મંત્ર ૧)

● પાછલાં ૪૦૦૦ વર્ષથી લોકો ઉપરોક્ત આંકડાઓ અને તથ્યોને કોઈ પવિત્ર વ્યક્તિત્વ (ઐતિહાસિક) અથવા અવતાર અથવા દેવતાથી જોડી ન શક્યા.

*વર્તમાન યુગમાં જ્યારે વિદ્વાનો અને સંશોધકોએ અન્ય ધર્મોનો અભ્યાસ કર્યો, ત્યારે તેમણે હઝરત મુહમ્મદ સલ્લ.ને ઓળખી કાઢ્યા કે તે જ પવિત્ર નરાશંસ છે, જેની ૪૦૦૦ વર્ષ પહેલાં પવિત્ર વેદોમાં ભવિષ્યવાણી કરવામાં આવી છે.*

- *પવિત્ર નરાશંસ વિશે પવિત્ર વેદોની ભવિષ્યવાણી હઝરત મુહમ્મદ સલ્લ.થી નિમ્ન લિખિત વાતોથી મળતી આવે છે.*

### *(૧) હઝરત મુહમ્મદ અને પવિત્ર નરાશંસના નામોમાં સમાનતા (Similarities).*

*'નરાશંસ' બે શબ્દોનું સંમિશ્રિત છે. અર્થાત્ 'નર' અને 'અશાંસ'. 'નર'નો અર્થ છે મનુષ્ય અને 'અશાંસ'નો અર્થ છે જેની પ્રશંસા કરવામાં આવી. એક મહાન સ્કૉલર 'સાયણ', જેણે પવિત્ર વેદોની ટીકા-સમજૂતી લખી છે, કહે છે કે 'નરાશંસ'નો અર્થ છે 'તે માણસ જેની મનુષ્યોએ પ્રશંસા કરી'.*

*नराशंसः यो नरैः प्रयशस्यते।*

*(सायण भाष्य, ऋग्वेद संहिता ५/५/२)*

*શ્રી દયાનંદ સરસ્વતી પણ આ વાતનું અર્થનું સમર્થન કરે છે. (ઋગ્વેદ, પૃ. ૨૫, હિન્દી)*

*ડૉ. વેદપ્રકાશ ઉપાધ્યાય કહે છે :– 'નાર' શબ્દ માત્ર મનુષ્ય માટે પ્રયુક્ત થાય છે. આ શબ્દ 'દેવતા' માટે ક્યારેય પ્રયુક્ત થયો નથી. તેથી પવિત્ર 'નરાશંસ'ને દેવતા માની શકાય નહીં. તેથી તે એક મનુષ્ય જ હોવા જોઈએ.*

*અરબી ભાષામાં 'હમ્દ'નો અર્થ 'પ્રશંસા' થાય છે અને 'મુહમ્મદ'નો અર્થ છે 'જેની પ્રશંસા કરવામાં આવી'. આમ, અરબી ભાષામાં મુહમ્મદ (સલ્લ.)નો અર્થ તે જ છે, જે સંસ્કૃત ભાષામાં 'નરાશંસ'નો થાય છે.*

### *(૨) વેદોમાં પ્રથમ ભવિષ્યવાણી અનુસાર –*

*''પવિત્ર નરાશંસનો લહેકો અને બોલવાનો ઢંગ નરમ અને મૃદુ હશે અથવા તેની વાતચીત ખૂબ મધુર હશે (મધુર વાણી).''*

*ઈતિહાસકારો જાણે છે કે હઝરત મુહમ્મદ સલ્લ.નો લહેકો અને બોલવાનો ઢંગ ખૂબ નમ્ર અને મૃદુ હતો તથા તેમની વાતચીત ખૂબ મધુર હતી. વધુ માહિતી માટે નિમ્ન લિખિત પુસ્તકો વાંચો.*

(a) 'Life of Muhammad' by Sir William Muir
(Published by : Smith Elder and Co., London)

(b) 'Introduction to the Speeches of Muhammad' by Lane Poole
(Published by : MacMillan & Co., London)

*દિવ્ય ગ્રંથ કુર્આન પણ આ વાતનું સમર્થન કરે છે :*

*''હે પયગંબર ! આ અલ્લાહની મોટી કૃપા છે કે તમે આ લોકો માટે ઘણાં વિનમ્ર સ્વભાવના છો, નહિં તો જો તમે કઠોર સ્વભાવના અને પાક્ષાણ-હૃદયી હોત તો આ સૌ તમારા પાસેથી વિખેરાઈ જતા.''*

*(સૂરઃ આલે ઈમરાન, આ-૧૫૯)*

### *(૩) પવિત્ર વેદોની બીજી ભવિષ્યવાણી છે કે –*

*નરાશંસ ભવિષ્ય વિશે અગાઉથી જાણકારી આપવાની યોગ્યતા ધરાવતા હશે. કેમ કે હઝરત મુહમ્મદ (સલ્લ.) પયગંબર હતા, તેથી જિબ્રઈલ (અલૈ.) તેમના પાસે નિયમિત અને સતત આવતા-જતા હતા, અથવા તો પ્રત્યક્ષ દિવ્ય પ્રકાશના (અલ્લાહની વહી અર્થાત્ કુર્આન) દ્વારા કે પછી જિબ્રઈલ (અલૈ.)ના માધ્યમથી હઝરત મુહમ્મદ (સલ્લ.)ને ભવિષ્યનું જ્ઞાન પ્રાપ્ત થતું હતું. સંજોગો અનુસાર તેઓ આ માહિતી લોકો સુધી પહોંચાડતા હતા. આપ (સલ્લ.)ની એક પ્રસિદ્ધ ભવિષ્યવાણી રોમ દેશના ઈરાન ઉપર વિજયની હતી. રોમનોના ઈ. સ. ૬૪૮ના પરાજય પછી તરત જ આપ સલ્લ.એ ભવિષ્યવાણી કરી હતી કે રોમ પણ ઈરાન ઉપર વિજય મેળવશે અને ઈ. સ. ૬૫૭માં રોમનોએ નેનૂવાના મુકામે ઈરાનીઓને પરાજય આપ્યો. આ રીતે હઝરત મુહમ્મદ સલ્લ.ની ભવિષ્યવાણી સાચી સાબિત થઈ.*

### *(૪) પવિત્ર વેદોની ત્રીજી ભવિષ્યવાણી એ હતી કે નરાશંસનું વ્યક્તિત્વ ખૂબ ચિતાકર્ષક હશે.*

*આ એક ઐતિહાસિક હકીકત છે કે હઝરત મુહમ્મદ સલ્લ.નું વ્યક્તિત્વ અત્યંત મનમોહક હતું.*

*હઝરત મુહમ્મદ સલ્લ. સિવાય તમામ ઈશદૂતો (પયગંબરો) કે અવતાર મનમોહક વ્યક્તિત્વ ધરાવતા હતા. પ્રતિષ્ઠિત પરિવારોથી સંબંધ ધરાવતા હતા. ઉત્તમ નૈતિકતા અને ચારિત્ર્ય રાખતા હતા. ધૈર્યવાન હતા, બુદ્ધિશાળી અને વિવેકશીલ તથા દીર્ઘદષ્ટા હતા; જેથી તેમના વિરોધીઓ તેમને તેમની જાત અને વ્યક્તિત્વ સંદર્ભમાં વ્યંગ ન કરે.*

બતાવવામાં આવ્યું છે કે શ્રીકૃષ્ણ અને શ્રીરામ પણ ચિત્તાકર્ષક વ્યક્તિત્વ ધરાવતા હતા. શ્રીરામ એક 'આદર્શ પુરુષ' અર્થાત્ પૂર્ણ મનુષ્ય કહેવાય છે.

**(૫) પવિત્ર વેદોની ચોથી ભવિષ્યવાણી એ છે કે –** નરાશંસ મનુષ્યોના પાપોને દૂર કરશે, અર્થાત્ તેમને નિષ્પાપ અને પાવન કરશે.

ઈશદૂતોનું મૂળ કર્તવ્ય એ છે કે તેઓ મનુષ્યોના પાપોને દૂર કરશે અને એ વાસ્તવિકતા છે કે હઝરત મુહમ્મદ સલ્લ.એ આ જ કર્તવ્ય નિભાવ્યું.

કુર્આનમાં ઉલ્લેખ છે કે – "હે પયગંબર ! અમે તમને જગતવાસીઓ માટે રહમત (કૃપા અને દયા) બનાવીને મોકલ્યા છે." (સૂરઃ અંબિયા, આ-૧૦૭)

આનો અર્થ એ થાય છે કે હઝરત મુહમ્મદ સલ્લ.ને એટલા માટે ઉદયમાન કરવામાં આવ્યા છે, જેથી તમામ મનુષ્યો મોક્ષ પ્રાપ્ત કરે કે મુક્તિ મેળવે.

**(૬) પવિત્ર વેદોની પાંચમી ભવિષ્યવાણી છે કે –**

પવિત્ર નરાશંસની ૧૨ પત્નીઓ હશે. આ ભવિષ્ય-વાણી કેવળ હઝરત મુહમ્મદ સલ્લ. માટે જ સાચી ઠરી છે. કેમ કે હઝરત મુહમ્મદ સલ્લ. સિવાય કોઈ અન્ય ધાર્મિક હસ્તીની ૧૨ પત્નીઓ ન હતી. તેમની ૧૨ પત્નીઓના નામ નીચે મુજબ છે.

(૧) હઝરત ખદીજા રદિ.
(૨) હઝરત સૌદા રદિ.
(૩) હઝરત આઈશા રદિ.
(૪) હઝરત હફ્સા રદિ.
(૫) હઝરત ઉમ્મે સલ્મા રદિ.
(૬) હઝરત ઉમ્મે હબીબા રદિ.
(૭) હઝરત ઝૈનબ બિન્તે જહશ રદિ.
(૮) હઝરત ઝૈનબ બિન્તે ખુઝૈમા રદિ.
(૯) હઝરત જુવૈરિયહ રદિ.
(૧૦) હઝરત સફિયા રદિ.
(૧૧) હઝરત રૈહાના રદિ.
(૧૨) હઝરત મૈમૂના રદિ.

**(૭) પવિત્ર વેદોની પાંચમી ભવિષ્યવાણીમાં એવું પણ કહેવામાં આવ્યું છે કે પવિત્ર નરાશંસ ઊંટ પર સવારી કરશે.**

હઝરત મુહમ્મદ સલ્લ.નું રહેઠાણ મક્કા અને મદીનામાં હતું, જેના આસપાસ રણ છે અને રણમાં સવારી માટે ઊંટ વધુ અનુકૂળ સવારી છે, તેથી આપ સલ્લ. મોટાભાગે ઊંટ પર જ મુસાફરી કરતા હતા.

બ્રાહ્મણને ઊંટ પર સવારી કરવાની પરવાનગી નથી. તેનાથી સ્પષ્ટ થાય છે કે પવિત્ર નરાશંસ બ્રાહ્મણ ન હતા અથવા હિન્દુસ્તાની ન હતા. (પ્રાચીન કાળમાં રાજસ્થાનમાં રણ ન હતું.)

**(૮) પવિત્ર વેદોની છઠ્ઠી ભવિષ્યવાણી એ છે કે પવિત્ર નરાશંસની લોકો પ્રશંસા કરશે.**

ડબલ્યૂ. એચ. હાર્ટએ એક પુસ્તક લખ્યું છે, જેનું નામ છે–'100 Most Influencial Persons in History'. આ પુસ્તકમાં લેખકે હઝરત મુહમ્મદ સલ્લ.ને પ્રથમ સ્થાન આપ્યું છે. તેનો અર્થ એ છે કે દુનિયા જે વ્યક્તિથી સૌથી વધુ પ્રભાવિત થઈ, તે હઝરત મુહમ્મદ સલ્લ. છે.

કેટલાક નિયત સમયે અઝાન (મસ્જિદમાં નમાઝ માટેની પોકાર)માં મુસલમાનો હઝરત મુહમ્મદ સલ્લ.નું પવિત્ર નામ પાંચ વખત બુલંદ અવાજથી (લાઉડ-સ્પીકર દ્વારા) આખી દુનિયાને સંભળાવે છે.

આપણે જાણીએ છીએ કે સમય એક સ્થળેથી બીજા સ્થળ વચ્ચે ક્રમે-ક્રમે બદલાય છે, તેથી પ્રત્યેક સેકંડે અને દરેક મિનિટે આ દુનિયા (જમીન)માં અલ્લાહનું નામ બુલંદ અવાજથી દોહરાવવામાં આવે છે. આ રીતે અઝાનની સાથે હઝરત મુહમ્મદ સલ્લ.નું નામ પણ દરેક જગ્યાએ દરેક સમયે લેવામાં આવે છે.

**(૯) પવિત્ર વેદોમાં એ પણ વર્ણવવામાં આવ્યું છે કે ઈશ્વર નરાશંસને નિમ્ન લિખિત વસ્તુઓ પ્રદાન કરશે.**

(૧) ૧૦ ગળાના હાર.
(૨) ૧૦૦ સોનાના સિક્કા.
(૩) ૩૦૦ ઘોડા.
(૪) ૧૦૦૦૦ ગાય.

પાછલા ૪૦૦૦ વર્ષમાં આ ભવિષ્યવાણી વિદ્વાનો માટે એક કોયડો બની રહી. કોઈ પણ વિદ્વાન તેને હલ ન કરી શક્યો. પરંતુ હઝરત મુહમ્મદ સલ્લ.ના પવિત્ર જીવન ઉપર વિચાર કરીને તેને નીચે પ્રમાણે સમજવામાં આવ્યું.

● હઝરત મુહમ્મદ સલ્લ.ના દસ (૧૦) અત્યંત નિખાલસ અને વફાદાર સહાબા (સાથીઓ) હતા, જેમને

'અશ્રા મુબશ્શરા' (જેમને આ જીવનમાં જ જન્નત – સ્વર્ગની શુભ-સૂચના આપવામાં આવી) કહેવામાં આવે છે. અરબી ભાષામાં 'અશ્રા'નો અર્થ ૧૦ – દસ છે અને 'મુબશ્શરા'નો અર્થ છે, જેમને બશારત (શુભ-સૂચના) આપવામાં આવી.

**આ સહાબા રદિ.ના નામ નીચે મુજબ છે.**

૧. હઝરત અબૂબક્ર રદિ.
૨. હઝરત ઉમર ફારૂક રદિ.
૩. હઝરત ઉસ્માન ગની રદિ.
૪. હઝરત અલી રદિ.
૫. હઝરત તલ્હા રદિ.
૬. હઝરત સઅદ બિન વક્કાસ રદિ.
૭. હઝરત સઈદ બિન ઝૈદ રદિ.
૮. હઝરત અબ્દુર્-રહમાન બિન ઔફ રદિ.
૯. હઝરત અબૂ ઉબૈદહ બિન ઝર્રાહ રદિ.
૧૦. હઝરત ઝુબૈર રદિ.

આ દસ આદરણીય સહાબા રદિ. પયગંબર સાહેબના ખૂબ વફાદાર અનુયાયીઓ હતા. તેમના ઉપર પ્રાણ ન્યોછાવર કરવાની કામના રાખતા હતા અને હંમેશા એવો પ્રયત્ન કરતા હતા કે આપ સલ્લ.ના સમીપ રહે. તેથી તેમને 'ગળાના હાર' કહેવામાં આવતા હતા.

• હઝરત મુહમ્મદ સલ્લ.ના એકસો (૧૦૦) સહાબા રદિ. એ હતા, જેમણે પોતાનો દેશ, પોતાનો પરિવાર અને પોતાના વેપાર-ધંધા વગેરેને ત્યજીને 'મસ્જિદે-નબવી' (પયગંબર સાહેબની મસ્જિદ)ના પાસે રહેવાનું શરૂ કર્યું. તેમને 'અસ્હાબે સુફ્ફા'નું ઉપનામ આપવામાં આવ્યું હતું. આ આદરણીય સહાબા રદિ.એ ઈસ્લામનું શિક્ષણ મેળવવા માટે પોતાનું જીવન સમર્પિત કરી દીધું અને તત્પશ્ચાત્ બીજાઓને આ શિક્ષણથી લાભાન્વિત કર્યા. ઈસ્લામના પ્રચાર-પ્રસારમાં તેમની સેવાનું ખૂબ મહત્ત્વ છે, તેથી તેમની તુલના '૧૦૦ સોનાના સિક્કા'થી કરવામાં આવી.

• આરંભમાં મક્કાના અધર્મીઓએ મુસલમાનો અને ઈસ્લામને વ્યક્તિગત રીતે ખતમ કરવાનો પ્રયાસ કર્યો. તેથી પયગંબર હઝરત મુહમ્મદ સલ્લ.એ મદીના નામના એક સુરક્ષિત સ્થળે હિજરત કરી અને ત્યાંથી અલ્લાહના સંદેશને ફેલાવવાનું કર્તવ્ય નિભાવ્યું. આ સમયે ૧૦૦૦ મક્કાના અધર્મીઓએ મદીના ઉપર એ ઈરાદાથી આક્રમણ કર્યું કે ઈસ્લામ અને મુસલમાનોને ખતમ કરી નાખવામાં આવે. પોતાની પ્રતિરક્ષા માટે હઝરત મુહમ્મદ સલ્લ. અને તેમના ૩૧૩ આદરણીય સહાબા રદિ.એ તે ૧૦૦૦ સૈનિકોનો સામનો કરીને શરમજનક પરાજય આપ્યો.

આ ૩૧૩ સહાબા રદિ.એ ખૂબ હિંમત અને બહાદુરીથી આ લડાઈમાં વિજય મેળવ્યો અને ઘોડો પણ હિંમત અને બહાદુરીનું પ્રતીક છે. તેથી પવિત્ર વેદોની ભવિષ્યવાણીમાં તેમને ૩૦૦ ઘોડા કહેવામાં આવ્યા છે.

• હિજરતના આઠ વર્ષ પછી મક્કાવાસીઓએ હઝરત મુહમ્મદ સલ્લ.થી કરેલ શાંતિ-કરારનું ઉલ્લંઘન કર્યું. તેથી હઝરત મુહમ્મદ સલ્લ.એ પોતાના ૧૦૦૦૦ સહાબા રદિ.ને એકઠા કરીને મક્કાની તરફ કૂચ કરી અને કોઈ પણ પ્રકારની લડાઈ અને લોહી વહાવ્યા વિના આપ સલ્લ.એ મક્કાને જીતી લીધું. આ ૧૦૦૦૦ લડવૈયાઓએ ન કોઈ માણસને નુકસાન પહોંચાડ્યું અને ન તકલીફ આપી, જે પ્રમાણે ગાય કોઈને તકલીફ આપતી નથી. તેથી વેદોની ભવિષ્યવાણીમાં તેમને ગાય કહેવામાં આવ્યા છે.

• પયગંબર સાહેબ ઈસ્લામનો માત્ર પ્રચાર કરી શકતા હતા, તેઓ કોઈને બુદ્ધિ અને સમજદારી આપી શકતા નહોતા કે તે ઈસ્લામની શિક્ષા ઉપર અમલ કરે. આ કામ અલ્લાહનું છે. તેથી ૧૦ 'અશ્રા મુબશ્શરા', ૧૦૦ અસ્હાબે સુફ્ફા, ૩૧૩ બદ્રની લડાઈના શૂરવીરો અને ૧૦૦૦૦ સૈનિકોએ જે કર્યું તે એ બુદ્ધિ અને સમજદારી ઉપર આધારિત હતું કે જે અલ્લાહે તેમને પ્રદાન કરી હતી. તેથી આપણે કહી શકીએ છીએ કે અલ્લાહે આ ભેટો પવિત્ર નરાશંસ અર્થાત્ હઝરત મુહમ્મદ સલ્લ.ને પ્રદાન કરી.

## (૧૦) પવિત્ર વેદોમાં ભવિષ્યવાણી કરવામાં આવી છે કે ઈશ્વર પવિત્ર નરાશંસને ૬૦૦૯૦ શત્રુઓથી બચાવશે.

જ્યારે મક્કાવાસીઓએ જોયું કે તેઓ ઈસ્લામને ફેલાવાથી રોકી શકતા નથી, તો તેમણે હઝરત મુહમ્મદ સલ્લ.ની હત્યા કરવાનું આયોજન કર્યું. એક રાત્રે ૪૦ પરિવારોના ૪૦ સૈનિકોએ આપ સલ્લ.ના ઘરને ઘેરી લીધું, જેથી સવારે જ્યારે આપ સલ્લ. ઘરથી બહાર નીકળે, તો આપને મારી નાખવામાં આવે. આ રાત્રે હઝરત મુહમ્મદ સલ્લ. ઘરથી નીકળ્યા, પણ શત્રુઓ આપને જોઈ શક્યા નહીં.

આપ સલ્લ. તેમના વચ્ચેથી નીકળ્યા અને મદીના હિજરત કરીને પહોંચ્યા.

આ વખતે મક્કાની વસ્તી ૬૦૦૦૦ હતી અને સૌ હઝરત મુહમ્મદ સલ્લ.ના શત્રુઓ હતા. આ એક ચમત્કાર હતો કે આપ સલ્લ. તેમના ઘેરામાંથી તેમના વચ્ચેથી પસાર થયા અને સુરક્ષિત મદીના પહોંચી ગયા. આ ઈશ્વરનું કથન છે કે તેણે પવિત્ર નરાશંસને ૬૦૦૯૦ શત્રુઓથી બચાવ્યા.

● આ આંકડાઓ અને તથ્યોના આધારે ડૉ. વેદપ્રકાશ ઉપાધ્યાય, ડૉ. એમ.એ.શ્રીવાસ્તવ અને ડૉ. ધર્મવીર ઉપાધ્યાય તથા અન્ય ઘણા વિદ્વાનો કહે છે કે પવિત્ર નરાશંસ અને હઝરત મુહમ્મદ સલ્લ. એક જ વ્યક્તિના નામ છે.

● પવિત્ર નરાશંસ, કલ્કિ અવતાર અને હઝરત મુહમ્મદ સલ્લ. વિશે વિસ્તૃત માહિતી અને જાણકારી માટે નિમ્ન લિખિત પુસ્તકોનો અભ્યાસ કરવાની વિનંતી છે.

1. Kalki Avtar and Hazrat Muhammad (PBUH)
   by Dr. Ved Prakash Upadhyay
   Publisher : Jamhoor Book Depot, Deoband-247554 (U.P.)
2. Narashansa aur Antim Rishi
   by Dr. Ved Prakash Upadhyay
   Publisher : Jamhoor Book Depot, Deoband-247554 (U.P.)
3. Muhammad (PBUH) aur Bhartiya Dharm Granth
   by Dr. M. A. Shri Vastav
   Publisher : Madhur Sandesh Sangam, E-20, Abul Fazl Enclave, Jamia Nagar, New Delhi-110025
   E-mail : madhursandeshsangam@yahoo.com
4. Muhammad (PBUH) in the World Scriptures
   by A. H. Vidyarthi
   Publisher : Adam Publishers & Distributors
   1542, Pataudi House, Daryaganj, New Delhi-110002

● અત્યાર સુધી આપણી ચર્ચાનો સંબંધ પવિત્ર નરાશંસ અને હઝરત મુહમ્મદ સલ્લ.ના પરસ્પર સંબંધથી હતો. પરંતુ કોઈ કહી શકે છે કે આપણી ચર્ચા કાલ્પનિક હતી અને તેનો કોઈ નક્કર પુરાવો નથી કે પવિત્ર નરાશંસ, હઝરત મુહમ્મદ સલ્લ. જ છે અને એ કે તેમના વિશે જ પવિત્ર વેદોમાં ભવિષ્યવાણી કરવામાં આવી છે.

આ વાતને સાબિત કરવા માટે હઝરત મુહમ્મદ સલ્લ.ની ઓળખ અને ભવિષ્યવાણીઓ હિંદુઓના અન્ય પુસ્તકો કે ગ્રંથોમાં પણ છે. અમે હિંદુ ધર્મના પવિત્ર પુસ્તકો અને ગ્રંથોથી એવા સંદર્ભો અને હવાલાઓ આપીએ છીએ, જેમાં હઝરત મુહમ્મદ સલ્લ.નું નામ લઈને ભવિષ્યવાણીઓ કરવામાં આવી છે.

● ભવિષ્ય પુરાણમાં લખ્યું છે કે — એક બીજા દેશમાં એક ઈશદૂત આવશે અને તેમના સાથીઓ (સહાબા રદિ.) હશે. તેમનું નામ મુહમ્મદ હશે અને તેઓ એક રણપ્રદેશમાં પ્રગટશે.

एतस्मिन्नन्तिरे म्लेच्छ आचार्य्यण समन्वितः।।
महामद इति ख्यातः शिष्यशाखा समन्वितः ।

(ऋग्वेद,म.५, सू.२७, मंत्र १)

● પંડિત ધર્મોપાધ્યાયે એક પ્રસિદ્ધ પુસ્તક 'अंतिम ईश्वरदूत' લખ્યું, જે ઈ. ૧૯૨૩માં નેશનલ પ્રિન્ટિંગ પ્રેસ, દરયાગંજ, નવી દિલ્હીએ પ્રકાશિત કર્યું. આ પુસ્તકમાં તેમણે લખ્યું — 'કાગબસંદી અને ગરુડ શ્રીરામ સાથે લાંબા સમય સુધી રહ્યા. તેઓ ન માત્ર શ્રીરામનું અનુસરણ કરતા હતા, બલ્કે તેમની શિક્ષા પણ સામાન્ય લોકો સુધી પહોંચાડતા હતા. તુલસીદાસજીએ આ બાબત સંગ્રામ પુરાણના તેમના અનુવાદમાં વર્ણવી છે. તુલસીદાસે લખ્યું છે કે શંકરજીએ ભવિષ્યના ધર્મ વિશે ભવિષ્યવાણી કરી અને પોતાના પુત્રથી કહ્યું.

## તુસલીદાસજીની ભવિષ્યવાણી :—

| | |
|---|---|
| यहां न पक्षपात कछु राखहुं<br>वेद, पुराण, संत मत भाखहुं । | કોઈ પણ પક્ષપાત વિના હું સંતો, વેદો અને પુરાણોની શિક્ષા પ્રસ્તુત કરૂં છું. |
| संवत विक्रम दाऊ अनङा<br>महाकोक नस चतुर्पतङा | તે વિક્રમની સાતમી સદીમાં જન્મ લેશે. ચાર સૂર્ય ઊગશે. |
| राजनीति भव प्रीति दिखावै<br>आपन मत सबका समझावै । | તે શાસન કરવાને લાયક હશે. તે પોતાની શિક્ષા તર્ક (Logic), પ્રેમ અને વિવેકપૂર્વક અથવા શક્તિથી મનાવશે. |
| सुरन चतुसुदर सतचारी ।<br>तिनको वंश भयो अति भारी | તેના ચાર સાથીઓ (સહાબા રદિ.) હશે, જેમના કારણે તેના માનવાવાળા વધશે. |
| तब तक सुन्दर मद्दिकोया ।<br>बिना महामद पार न होया । | જ્યાં સુધી પવિત્ર ગ્રંથ ધરતી ઉપર રહેશે, મુહમ્મદ (સલ્લ.) વિના મુક્તિ પ્રાપ્ત નહીં થાય. |
| तबसे मानहु जन्तु भिखारी<br>समस्थ नाम एहि व्रतधारी । | લોકો, ભિક્ષુક, કીડા-મકોડા અને પશુ ઈશ્વરના આજ્ઞાંકિત બની જશે, જ્યારે તેઓ મુહમ્મદ (સલ્લ.)નું નામ લેશે. |
| हर सुन्दर निर्माण न होई<br>तुलसी वचन सत्य सच होई । | તેમના પછી કોઈ તેમના જેવું જન્મશે નહીં. તુલસીદાસ જે કહે છે તે સાચું થઈને રહેશે. |

(સંદર્ભ : હઝરત મુહમ્મદ સલ્લ. ઔર ભારતીય ધર્મગ્રંથ (અંગ્રેજી) લે. ડૉ. એમ. એ. શ્રીવાસ્તવ, પૃ. ૧૦)

*નાગેન્દ્રનાથ બાસુ દ્વારા સંપાદિત ઍન્સાઈક્લો-પીડિયાના બીજા ભાગમાં ઈશ્વર અને મુહમ્મદ સલ્લ. વિશે કેટલાક શ્લોક ઉપનિષદોથી આપવામાં આવેલ છે, જે નીચે મુજબ છે.*

| | |
|---|---|
| *आदल्ला बूक मेककम् अल्लबूक निखादकम् ।।४।* | *આ શ્લોકનું ભાષાંતર નથી કરી શકાયું.* |
| *अला यज्ञन हुत हुत्वा अल्ला सूर्य्य चन्द्र सर्वनक्षत्राः ।।५।* | *અલ્લાહની ઉપાસના યુગોથી કરવામાં આવે છે. સૂર્ય, ચંદ્ર અને તારાઓ અલ્લાહને કારણે છે.* |
| *अल्लो ऋषीणां सर्व दिव्यां इन्द्राय पूर्व माया परमन्तरिक्षा ।।६।।* | *અલ્લાહ ઋષીઓનો છે. તે સૌથી મહાન છે. તે ઈન્દ્રથી પહેલાં છે અને સૃષ્ટિથી વધુ રહસ્યમય છે.* |
| *अल्लः पृथिव्या अन्तरिक्ष्ज्ञं विश्वरुपम् ।७।।* | *અલ્લાહ ધરતી, આકાશ અને સૃષ્ટિની પ્રત્યેક વસ્તુમાં દૃષ્ટિગોચર થાય છે.* |
| *इल्लांकबर इल्लांकबर इल्लां इल्लल्लेति इल्लइल्लाः ।।८।।* | *અલ્લાહ મહાન છે, અલ્લાહ મહાન છે, કોઈ તેના જેવો નથી.* |
| *ओम् अल्ला इल्लल्ला अनादि* | *ઑમ એટલે અલ્લાહ. આપણે તેના આરંભ અને અંતનું અનુમાન નથી કરી શકતા. આપણે અલ્લાહની ઉપાસના કરીએ છીએ, જેથી બૂરાઈ (શેતાન)થી બચી શકીએ.* |
| *दे स्वरुपाय अथर्वण श्यामा हुह्री जनान पशून सिध्दानः जलवरान् अदृष्टं कुरु कुरु फट ।।९।।* | *હે અલ્લાહ ! એવા ગુનેગાર ધાર્મિક નેતાઓથી રક્ષા કર, જેઓ ધાર્મિક રીતે પથભ્રષ્ટ કરે છે અને અમારી પાણીથી નુકસાન પહોંચાડનારાં જંતુથી રક્ષા કર.* |
| *असुरसंहारिणी हूं ह्रीं अल्लो* | *અલ્લાહ બૂરાઈને નાશ કરવાવાળો છે અને મુહમ્મદ (સલ્લ.) અલ્લાહના પયગંબર છે.* |
| *रसूल महमदरकबरस्य अल्लो अल्लाम् इल्लल्लेति इल्लल्ला ।।१०।।* | *અલ્લાહ કેવળ અલ્લાહ છે. તેના સમાન કોઈ નથી.* |

*(Hazrat Muhammad (s.) in Bhartiya Dharm Granth by Dr. M. A. Shrivastav, Page-30)*

- *ગીતા પ્રેસ, ગોરખપુર દ્વારા પ્રકાશિત 'કલ્યાણ' સામયિકે ૨૨૦ ઉપનિષદોનો ઉલ્લેખ પોતાના વિશેષાંકમાં કર્યો છે. જેનું નામ 'ઉપનિષદંક' છે. આ ૨૨૦ ઉપનિષદોમાં અલ્લોપનિષદનું વર્ણન અનુક્રમ ૧૫ ઉપર છે. ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાયએ અલ્લોપનિષદનો પોતાના પુસ્તક 'વૈદક સાહિત્ય એક વિવેચન'માં ઉલ્લેખ કર્યો છે. આ પુસ્તક પ્રદીપ પ્રકાશને ૧૯૮૯માં પ્રકાશિત કર્યું હતું.*
- *પવિત્ર વેદો ૪૦૦૦ વર્ષ જૂનાં છે. વેદો પછી જે પવિત્ર ગ્રંથો આવ્યા, તેમાં પણ હઝરત મુહમ્મદ (સલ્લ.)ની ભવિષ્યવાણી આ શબ્દોમાં છે.*

## *યહૂદી ધર્મમાં ભવિષ્યવાણી :*

*''હું એક પયગંબર મોકલીશ, જે તમારા ભાઈઓમાંથી (મૂસા અલૈ.ની જેમ) હશે અને હું પોતાના શબ્દો તેના મુખમાં મૂકીશ અને તે મારી આજ્ઞાથી લોકોથી સંબોધન કરશે.'' (*Old Testament, Deutermony, 18:18*)*

## *ખ્રિસ્તી ધર્મમાં ભવિષ્યવાણી :*

*ઈસા (અલૈ.)એ પવિત્ર બાઈબલમાં કહ્યું :—*

*''હું તમને પાણીથી બાપ્તિસ્મા આપું છું, જેથી તમે પાપોથી પશ્ચાતાપ કરો. પરંતુ જે મારા પછી આવશે, મારાથી વધુ શક્તિશાળી હશે. હું તેના પગરખા ઉઠાવવાને યોગ્ય પણ નથી. તે તમને બાપ્તિસ્મા એક ફરિશ્તા (દેવદૂત) અને અગ્નિ દ્વારા આપશે.'' (*St. Mathew 3:11*)*

*બાઈબલ મૂળ ઈબ્રાની ભાષામાં અવતરિત કરવામાં આવી હતી.* Solemen, Ch. 5, Verse 16*માં કહેવામાં આવ્યું છે :—*

*"Hikko Momittakim we Kullo Muhammadim Zehdoodeh wa Zehraee Bayna Jeruselem".*

*''તેનું મુખ ખૂબ મધુર હશે. તે સમગ્રતયા પ્રિય છે. મુહમ્મદ મારો પ્રિય છે અને આ મારો મિત્ર છે. હે યરુશલમની સુપુત્રીઓ !''*

*(ઈબ્રાની ભાષામાં* im*નો વધારો નામની સાથે માન-વાચક છે, તેથી* Muhammad*નું નામ* Muhammadim *કહેવામાં આવ્યું છે.)*

### બૌદ્ધ મતમાં ભવિષ્યવાણી :

પવિત્ર પુરાણમાં કહેવામાં આવ્યું છે કે ગૌતમ બુદ્ધ ૨૩ (ત્રેવીસ)મા અવતાર છે. ગૌતમ બુદ્ધે પોતાના સેવક આનંદથી કહ્યું :—

''હે આનંદ ! હું આ જગતમાં પહેલો બુદ્ધ નથી, ન હું અંતિમ છું. સમય જતાં જગતમાં એક વધુ બુદ્ધ આવશે, જે સત્ય અને દાનની શિક્ષા આપશે. તેનો સ્વભાવ નિખાસલ અને શુદ્ધ હશે. તેનું હૃદય પવિત્ર હશે. તેના પાસે જ્ઞાન અને તત્ત્વદર્શિતા હશે. તે તમામ મનુષ્યોનો સરદાર અને માર્ગદર્શક હશે. તે સચ્ચાઈની શિક્ષા આપશે, જે પ્રમાણે મેં સચ્ચાઈની શિક્ષા આપી છે. તે દુનિયાને જીવનની નવી રીત આપશે, જે તદ્દન શુદ્ધ અને પૂર્ણ હશે. હે નંદા ! તેનું નામ મૈત્રેય હશે.'' (Gospel of Budha by Carus, Page 17)

ડૉ. વેદ પ્રકાશ ઉપાધ્યાયે પોતાના બે પુસ્તકોમાં (જેનો ઉલ્લેખ અગાઉ કરવામાં આવ્યો છે) પુરવાર કર્યું છે કે પવિત્ર ગ્રંથોમાં જે ભવિષ્યવાણીઓ છે, તે બધી હઝરત મુહમ્મદ (સલ્લ.) વિશે છે.

## આ તમામ વાતો લખવાનો હેતુ શું છે ?

જો આપણે કોઈ બહારના દેશમાં જઈએ, જ્યાં દરેક વ્યક્તિ આપણા માટે નવી અને અપરિચિત હોય અને જો આપણને ખબર પડે કે તેમાંથી એક વ્યક્તિ આપણા દેશની છે, તો તે વ્યક્તિ વિશે કોઈ વાત જાણ્યા વિના આપણે તેના માટે મિત્રતા, હમદર્દી અને આકર્ષણ અનુભવીએ છીએ, કેમ કે આપણામાં અને તેનામાં કોઈ વાત સમાન છે અને તે છે આપણું વતન.

કોઈ વાતના સમાન હોવાની અનુભૂતિ બે અજનબીઓ વચ્ચેનું અંતર ઓછું કરે છે.

આવું ત્યારે બનશે, જ્યારે આપણને એ ખબર પડશે કે આપણા અને બીજાઓના ધર્મમાં કોઈ વાત સમાન છે.

હવે આપણે જાણીએ છીએ કે કલ્કિ અવતાર કે નરાશંસ, જેનો સંબંધ હિંદુ ધર્મથી છે અને હઝરત મુહમ્મદ (સલ્લ.), જેનો સંબંધ મુસલમાનોથી છે, વાસ્તવમાં એક જ વ્યક્તિનું નામ છે. આ સમાન અનુભૂતિ હિંદુઓ અને મુસલમાનોમાં નફરત અને અંતરને ઓછું કરશે.

આપણે આ વાત સામાન્ય લોકો સુધી પહોંચાડવી જોઈએ, જેથી તેમના દરમ્યાન નફરત ઓછી થાય, જેને લઈને શાંતિ-સલામતી અને ખુશહાલી મનુષ્યના જીવનમાં વધે, આપણો દેશ અને દુનિયા ઉન્નતિ કરે.

## ક્યૂ. એસ. ખાનના અન્ય પુસ્તકો :

૧. હજ્જ ગાઈડ બૂક
(અંગ્રેજી, હિન્દી, ઉર્દૂ, ગુજરાતી અને બંગાળીમાં)

૨. કામિયાબીકા કાનૂન, દોનોં જહાંનોં કે લિયે
(સ્વયંને સક્રિય, ઉત્સાહી અને ખંતીલા બનાવવા માટેનું પુસ્તક – અંગ્રેજી, મરાઠી અને હિન્દીમાં)

૩. ડિઝાઈન ઍન્ડ મેન્યુફેક્ચરિંગ ઑફ હાઈડ્રોલિક પ્રેસ (હાઈડ્રોલિકની માહિતી, માત્ર અંગ્રેજીમાં)

૪. નરાશંસ અને હઝરત મુહમ્મદ સલ્લ.

નોંધ : આ તમામ પુસ્તકો www.scribed.com પર વાંચી શકાય છે અને વિનામૂલ્યે ડાઉનલૉડ પણ કરી શકાય છે.

—•—